એકા દનેરો સમાઝોગન સમાઝોગ ને મા'ઝોગ આવો. પૉબીન ઊંઘ આવી. પૉબી કસેરીમા હૂએંન વાત કરે. ઊંઘને વાત કરે. એ નેંદરી, દેખ મરદાંના ખેલ. નેંદરી તું મનં આવે પાંણ રાઝાની કુંવરણ હેં. મૉણેકસોક હાવરેન વાત કરે. એ પૉબી, હૉપળે મારી વાત. મનં કેંતો એંતો હોનાનો આર તો ઉં આલું. પૉણ મારું નૉમ મતિ લેઝે. એમ કઇન કુંવરણ હેં તે પૉબીન હોનાનો હાર આલેં. ને પૉબી હેં તે કેવોક નખ્ખા રાઝુ થાય ! હાને પૉબી હેં તે મોટે મુટેં થાય. હોનાનો આર પૉબી આથમાં લેએન પેસ રાઝાની કસેરીમા ઝાય. સપાયાંન વાત કરે, એ સપાયો, અવેણ રાઝાન એલો મારો. હોનાનો આર તો આલું પૉણ માઁગું એ મન આલો. તે રાઝા વાત કરે, એ પૉબી, ઝટ દેઇન મનં હોનાનો આર આલે. પૉબી વાત કરે, એ રાઝા ! કૉયસ ઝોઇતું નહીં પૉણ મનં તો થાર કુંવરણ આલ. રાઝા વાત કરે, બોલ બોલાને તનં પરિયા ઝા'લા, પૉબી માર એકા એક દીકરી તનં આલી. તે પૉબી હેં નખ્ખા રાઝુ થાય. મનં તો ઝૉન રાઝાની કુંવરણ મળી. તે પૉબી વાત કરે, એ રૉણી તે આપણ તો ઑં નહીં રેવું. આપણું તો આઁહાં ઝાતાં રેંઇએ. હાને રાઝાની કુંવરણ વાત કરે, એ પૉબી, ઝો ઉંતો રાઝાની કુંવરણ, તું પૉબી, પૉણ મું કઉં એમ કર. તે એક મોટો કોથળો લાવ. મનં કોથળામાં કાલ. પેસણ મનં માથે કરીન લેઇન ઝા. એંડીન મું તો નેં આવું. પૉબી હેં રૉણીન કોથળામાં કાલે ન રાઝાની રઝા લેય. રાઝાની કુંવરણ માથે મેલીન કેવોક ઝાય.

લાંબે મારગે તુંદળી તુંદળી રેતો ઊડેં. મગરે બણાવટી ઝમે. સોટે ડગલે લાંબી ફાળે પૉબી હેં તે કેવો ઝાય! પૉબી વનકદળીમાં આવો. પૉબી વાત કરે, એ રૉણી, તનં કરીએક નેંસી મેલું. મારતો નારાસોર ઝાવું હેં. રૉણી વાત કરે, એ પૉબી ! મનં બખે બખે નેંસી મેલ. રૉણી કોથળામાં હેં ન વાટને માથે કોથળો નેંસો મેલે. પેસણ પૉબી નારાસોર કેવોક ઝાય ! અગેળો ઝાઇન પૂઠ વાળીન ઝોવે. કોથળો દેખાય પૉબી વીસાર કરે. કેંક રૉણી દેખી ઝાહેં એંમ કરીન પૉબી અગેળો ઝાય. એવામાં રેંસાંવાળા બાબા આવેં. બાબા કોથળામાં ઝોએ તો રાઝાની કુંવરી હેં. બાબા રાઝુ થાય. ન કોથળામાહી કાટી લેએંન પેસણિયાં એંણા કોથળામાં મોટી ઝોઇન રેંસ કાલેં. પેસ રેંસ કાલીન કોથળાનું મુટું બાઁતે. હાને બાબા હેં તે કુંવરણ લેઇન ઝાતા રે. અવેણીયાં પૉબી હેં નારાસોર કરીન આવે. હાને કોથળો ઊંસો કરે. રેંસતો નખ્ખા પારી પાંણ પેલો પૉબી હું કરે ? પૉબી વાત કરે, ઝેમ આહનાં ઝાયેં એંમ રૉણી પારી થાય. પૉણ દેખ મરદાંના ખેલ. કેંર ઝાયેં પેંસ રૉણી થારી ખબેંર હેં. અવેંણીયાં પૉબીનું સેંર આવે. પૉબી ઉતાવળો લેઇન ઝાય. એવામાં રેંસ હેં તે પૉબીન નેંખ પુરાવે. પૉબી વાત કરે, એ રૉણી ? રાઝુ તો થેઇ હેં પૉણ દેખ મરદાંના ખેલ. કેંર તો ઝાવા દે. પૉબી હેં તે એંણાન ખોલરે આવો. પૉબી હેં કોથળો કેંરમા કાલેંન પેસણિયાં પૉબી હેં તે આખા નગરમા ઝણ ફિરેં, મું તો રાઝાની કુંવરેણ લેઇન આવો હું તે ઝોવા આવાં. આખા સેંરનાં મૉનવી આવે. હાને પૉબી વાત કરે, તમે બત્તાં બારાં રાં ને ઉં કેંરમાં ઝઉં. રૉણીન તો ઉં કોથળામાં કાલીન લેઇન આવો હું. તે તમે બારાંસ રેંઝો. બારાં રઇન બારીએ ઝોઝો. તે પૉબી હેં કોથળો ખોલે. રાઝાની કુંવરી નહીં પૉણ મોટી રેંસ બારી નેંહરેન પૉબીન બે આબોથો મેલે. પૉબી અળેટે ન વાત કરે, રૉણી રૉણી મનં થપોળે. બારાં રઇન સેરનાં મૉનવી લગનનાં ગીતાં ગાએ.

પૉબી મારા હૉપળઝો ગીતાં ગાઇએ :

પૉબી મારા થપોળીયું રે ! થપોળીયું !

પેસણિયાં રેંસ નેખાવીન સીરી નાઁખેં. પૉબી આલે :

મન તો સીરી નૉખો રે ! સીરી નૉખો!
પૉબી મારા સીરોળીયું રે ! સીરોળીયું. !

પૉબી આલ્લે ન વાત કરે :

મન તો મારી નોખો!
પૉબી મારા મારોળીયું રે ! મારોળીયું !

પૉબીન રેંસે મારી નૉખો. રેંસ વીઝકી ખોલરું ફારીન બારી આવે. સેંરનાં મૉનવી રેંસન દેખીન આર્લેન, આર્લેન ઝય. રેંસ હેં આટે-બઝારે કેવીક ઝાય !

કૉણી થેઇ પૂરી. આૅબે આવઝો મોર નં કૉણી રેંઝો પરિયાની પાળે.

# સિયાર સોર

**કથક : વજાભાઈ ગમાર**
**સંશોધન-સંપાદન : શિવાભાઈ ગમાર**

સિયાર સોર અતા. તે કાળ પરો. પેસણ એણાંન સૈયાં ન એંણાં બઈરાં ન કેંરમા ખાવા પીવાનું કૉંય નેં તું. રાત-દન વીસાર કરતાં આઁમ તો આપણો ઝમારો કેં કરી કાટવો ? કેંક ઝાઈ નેં સોરી કરીનેં ઘાંન કે પૈસા લાવણા ઝેવું હેં. પેસણ એંણાંનાં બઈરાં કેતાં ઝાઁલા. તેર સોરી હોરી કરવા ઝાઁ. રૂપિયા કે ઘાંન લાવો તેર, તમાંન રોટા કરી આલહુ. પેસણ ખવારાવવાનીએ એમ કેતાં માં તો. સોરે તો દન ઊગવા દેતો. પેસણ આખો દન ફીરા. અવણ કેંમ કરવું બતાંનેં ખોલરે ઝાવું પરહેં. પેસણ કેંક તો ખાતો પિતો આદમી ઝોઇ કાટીએ. પેસણ સાર સોર બતાં ગાઁમાંમાં એરવા પરા. પેસણ એક ગોમમાં ઘંઘો કરતાં મૉનવી અતાં. એંણાંન કેંરમાં મૂળો સોરીઆ અને રૂપિયા અતા. ઑંણાંન ખાવા પીવાનો ટોટો નતો. પેસણ એંણસ કેંર સોરી કરવા પેઠા. પેસણ બત્તે ખૂણે ઝોતું. નેં મળે રૂપિયા નેં મળે સોરીઆ. કેંરવાળાં ઝાગી ગાં. એંતણ કેંરને આદમીએ ખૂટલીહો ટોલ રોકવેલો અતો, ખપામાં કાલીને ઢીંગાંગ...ઢીંગાંગ...ઢીંગાંગ ટોલ વઝારો. પેસણ મોટી બૂમ પારી. હારાં મૉનવી ઝાગીગાં. એ'લા તૉમઝોં. મારા કેંરમા સોર પેઠા હેં. તૉમઝો. સારે સોરે કૉંય નેં લેઈ હકા. પેસણાં ઝીવ લેઇનેં નાઠા. ઠાલા માલા કેંર આવા. સોરાંની બાઇલીઓ હારો લેએ. એ"લા કૉંય લેઇન આવા' લા. હું લેઇને આવીએલી. આખા ગોમનાં મૉનવી ઝાગી ગાં. અમાંન તો ઝીવ લેઇને નાહવું પરું. સોરાંની બાઇલીઓ ખુણે પેહીને હદા રોએ. સોરાંનું હેંકુ કેદિ ઉંસુ ન આવે. બીઝો દન ઉગો. પાસા એરવા પરા. રાત પરીને બીઝે ખોલરે પેઠા. એંણા કેંરમાં વતારે સૈયાં અતાં. એણી સૈયાંનું માપસ નેં રાખું. ૧૦ નેં ૧૫ એતરાં સૈઆં. તંદો ઝવાર કરેં. પૉણ સૈયાં વતારે. દનમાં મણ આટો ખૂટવેં. સિયાર સોર એંણસ કેંર સોરી કરવા પેઠા. બત્તે ઝોતું નેં તો મળા રૂપિયા નેં મળું તાંન. પેસણ સોર અતા. સારેં પેગા થેઇનેં રોઆ. કેંરની બાયલી નેં આદમી ઊઠાં થાં. એંણાં સોરાં ને હારો લેએ. તમે કુણ હાં માર કેંર આવીને રોઓ. સિયાર સોર વાત કેંવા લાગા. અમે સિયાર સોર હૈયે. સોર તમે રોઓ કેંમ. તમારાં આતરાં બત્તાં સૈયાંનેં. કેંમ કરીન ઝીવારો અમે તો કેંક બીઝે ખોલરે પેહીનેં તાંન કે રૂપિયા લેઇ ઝાઇનેં ઝીવારહું. પૉણ તમારે આતરાં બત્તાં સૈયાંને કેંમ કરીને ઝીવારો. પેસણાં કેંરનૉ આદમી નં બાયલી એઅ રોઆં. સૈયાં તો કરતેં કરી ગાં. પણ અમાંને નખ્ખા દસા આવી ગેઇ હેં. સિયાર સોર તીઝો દન ઉગો. સિયાર સોર વિસાર કરતા. એ'લા. આપણે ડોહા આઇરો પુંઝતા, તે આપણે હેંડો કે માંનતા કરીએ. સિયાર સોર એંણાન ડોહાના આયેરાની થાળ-નાળેરની માંનતા કરી. કેંહુક સોરી કરી આવહું. થાળનેં નાળેર તનેં સરાવહું. કાળી કાતોકે બાર વરહાંનો બોખરીઓ સરાવહું, એવી બોલી કરીને બારા પરા. પેસણ બીઝે ખોલરે સોરીનો વિવા. તેલના ડબ્બા, ગોળની ખોરીઓ, ઘઉં પીળાવેલા, પરેલા કેંરમાં અતાં. એંણસ દન કેંરવાળો આદમી કેંર નેંતો. એણેં ખોલરેં પેઠા.પેસણ બત્તાં સૈયાંને બાયલી હું ઇ ગાં, બત્તે સાર ખૂણે ઝોતું. એક પાંસ કિલોની કરેઇ સૂલા ઉપર મેલેલી. એક સોર મુટે બોલો. એંલા આપે તો વેગાના પૂખા હેંએં. ગોળની ખોરીઓ

તેલના ડબા સતા હેં નેં, ખૂણામાં તો ઘઉં પીળાવેલા હેં. હુંકા પૂખે મરીએ. એમ કરીને સૂલામાં આગ બાળી પણ સીદી ગોળી લેઇને પૉણી કરેઇમાં નેરું. એણામાં સીરીયું ઓરું. પેસણ ગૉળ નાંખો. પેસણ તેલ નેરું. લાફી રાંતી. બરોબર તબરેં. એવામાં કેંરવાળી બાયલી માથા એઠણ આથ કાલીનેં હુઇ રેંઇ. એક સોર બોલો, આ તો લાફુ માંગે'લા. બીઝો સોર ઉઠી ગો. કરસો પરીને કેંરવાળી બાયલીનેં આથમાં ઠપકાવું. પેસણ આથે બળી. બૂમ પારી. ઉઠી ગેઇ. સારે સોર ખૂણે લપા. બાયલી એરવા પરી. પેસણ એક પૉમણો આવેલો અતો. વેંસમાં મોપીઓ થાંપ. એણે તુલકાઇને રેએલો અતો. કેંરવાળી બાયલીએ પગવાંન ઊંસાવાળા તું હેં. એમ કેંતાં માં પેલો મોપીઓ થાંપેં પરુણો અતો, એ બોલી ઉઠો. ઊંસાવાળો તો મું હું. પરુણો પાઇ આતો. સોર તો સારે ખૂણે લપી રએલા હેં. બાયલીનેં ફાંફમાં ન તો મળી લાખરી. ન મળું દાતરુકેં કુઆરું. ખૂણામાં હાવરવાવાળી બાળી મળી. બાળી લેઇને સોરાંને મારવા ગેઇ. લાફાવાળી કરેઇ લેઇને સોર નાહી ગા. પેસણ બીઝું લેઇ હકા નેં. સોર પાઇ ઉંનીએ બળા. એમ કેંવામાં ટસકો રઇ ગો હેં.

# ઝાકરિયો નં ઝવેરિયો

**કથક : ગુજરાભાઇ ગમાર**
**સંશોધન-સંપાદન : નવજીભાઇ ડાભી**

એક દનેરો સમાઝોગ નં સમાઝોગનો માઝોગ આવો હેં. ઉગમ દેસનો ઝોતો ઝવેરિયો હેં. ને પસમ દેસનો ઝોતો ઝવેરિયો હેં. ઝાકરિયો ઉગમદેસનું રાઝ કેરેં નં ઝવેરિયો આથમદેસનું રાઝ કરેં. બેયે ઝોતા મનમા વીસાર કરેં, અમાંમા કુણ ભારી ઝોતો વાઝેં ?

એક દનેરો સમાઝોગ નં સમાઝોગનો માઝોગ આવેં. અવેંણ ઝવેરિયો આથીઆંના વનમાં ઝાય. આથીઆંનાં ટોળાં નઝરમાં આવાં. ઝવેરિયો આથી વૉહળ કેવોક પરે ! તે પાટવી આથી કેવોક મારી નૉખેં. આથી મારીન હાને ઝવેરિયો હેં. આથીને પુંસરે આથ નૉખે. એં આથીન વેંઝવીન કેવોક મેલી દેએ ! આથીન કય, આડા અવળો માં ઝાઝે, ઉગમદેસનો ઝાકરિયો ઝોતો મરી ઝાહેં. આથી પથ્થર ઝાય એમ અકાસમાં ઝાય. ઉડે ઝણે અહાડી કોરેણ સુટુ એમ ઝાય. તે ઝાકરિયાન કેંર ઝાઇન કેવોક પરે ! ઝાકરિયો તો મેર-સિમેર મગરે ગો હેં. ઝાકરિયાની દીકરી કેંર હેં.

પીળો પરગાસ થો. સૂરૂઝપાંણ કેવોક ઊગે! એણીવેળા ઝાકરિયાની દીકરી હોનાની બાહી આથ ઝાલે તે. અવેણ હાવરતી કેવીક બારી નેંહરે. હારે ઑગણે ઝોયે તો મકનો આથી મરી ગયેલો નઝરમાં આવેં. ઝાકરિયાની સોરી બોલેં. આ તો ઊંદરું કેંણે મારી નૉખું હેં. એમ કરીન બાહીમા કાલીન ઉસકાવેં. મેર-સિમેરના મગરા પૂઠણ પરેં. અવેણ પેલો આથમ દેસનો ઝવેરિયો વાટ ઝોએં. પૉણ ઝવેરિયાના કાંય હમાસાર નેં મળા. સિયાર પૉસ દન વાટ ઝોતી પેસ ઝવેરિયો કેં, ઝાકરિયાની ખબેંર કરવા ઝાવું. ઝવેરિયો લાંબે મારગે કેવાક આવેં હેં. રાત પરેં ઓં વાહો રેં. દાહ-પન્નર દન થાન ઉગમદેસમાં કેવોક આવે ! ઝવેરીયો હેં, ફીરીફીરન હારો લેએ. અવેંણ પેલા ઝાકરિયાન સોરીન કેવો હારો લેયે હેં, હૉપળે સોરીબાઇ વાત. ઝાકરિયા ઝોતાનું ખોલરું કેંહેરું હેં. ઝાકરિયાની સોરી મુટે બોલી, હૉપળે વાટવાળા મારી વાત. આવા અઝેંણા કેંમહા આવા ? તે આસ ઝાકરિયાનું ખોલરું હેં. ને મું ઝાકરિયાની સોરી હું. હું કૉમે આવા ? કેંઝો કૉમાંનાં નૉમ. હારે અવ ઝવેરિયો મુટે બોલે, ઝાકરિયો કેં ગો હેં. માર ઝાકરિયાન મળવું હેં. મું કણા દુરહો આવું. હા તે ઝાકરિયાની સોરી મુટે બોલી. તે માર બા મેર-સિમેર મગરે ગો હેં. ઉગમણી પોળે ગો હેં. તું ઝાઝે અવેંણ આવણાની ટેંમ થેઇ હેં. લાખરાંનો ભારો લેઇ આવે હેં. એતરું કેતાંમા ઝવેરિયો હેં, તે ઉગમણી પોળે કેવોક ઝાય. ખેરિયો ખેરિયો કેવો ઝાય. તુંદળી તુંદળી રેતો ઊડે. હારે મગરે બળાવટી ઝાંમી હેં. અવેણીયાં લાંબી નઝરે ઝોયે હેંને એતરાકમાં હાંમો ઝાકરિયો દેખાય. બાર મગરાંનાં લાખરાં બૉતાં હેં ને ઝાકરિયો લેઇન આવે હેં. ઝવેરિયો વાટમાં હો ટળીન એક બાજુ ઊપો રેં. હારે ઝવેરિયો વીસાર કરેં, આતરાં લાખરાંવાળો તો ઝાકરિયોસ એહેંસ. એ ઝાવાવાળા તું ઝાકરિયો હેં કે બીઝો ? એ'ય એ'લા ઝાકરિયો કેંય એતો ઉંસ હું. આથમદેસનો ઝવેરિયો થનં મળવા આવો હું. તે ઝાકરિયો હેં તે ઠપ દેઇ ઊપો રેં. અને ઝાકરિયો વાત કરે. થું એક બાજુ ઊપો રેંઝે. નકર તું લાખરાં એહેંણ આવે. ઝાકરિયો માથું લટકાવે, બાર

મગરાંનાં કીટકાં એહેંણ મેલે. હેંન, ઝાફરિયોન ઝવેરિયો કેવાક રોમેરોમ કરીન મીળે. અસનાંપસનાંની વાનો કરે. હાને તું કિયા દેસનો પાઇ એની તો ઓળખાણ પાર. તે મું તો તન ખબર નહીં ? મું તો આથમદેસનો ઝવેરિયો હું. તરતીનો તણી, પોવીનો પાટવી. જાફરિયો વીસાર કરેં. તે ઝવેરિયો કેં, એલા એય ઝાફરીયા! દાહ-પન્નર દન પેલાં કાઁય આવું, એ'લા કાંય નહીં આવું. પૉણ ઑગણામાં ઊંદરો મરેલો અતો, ઑણો ઊંદરો મારી સોરીએ બાલ્લીએ કરીન ઉસકાવીન નૉખી દેતો તે ઝાઇન સિમેર પુહેણ પરો. એતરામા તે ઝવેરરિયો મનમાં વિચાર કરે, આથીઆંના ટોળામાં ઝોતાર આથી મેં મારો. ઑણો બાહ્લીન કાલીન સોરીએ નૉખી દેતો. મેર-સિમેરના મગરા પૂહણ ઝાઇન પરો. ઝવેરિયાન નવલાઇ લાગી. ઊપોઊપો વીસાર કરે, ઝાફરિયો અવેંણ એમ કે, તું આથમદેસનો ઝોતો, નં મું ઉગમદેસનો ઝોતો, મળા તો ખરા પૉણ અવણ ખરાખોટાની ખબેંર પરેં. એતણ સાંપરીયાદાવ રમીએ. કેયા ખરા નં કેયા ખોટા, એંણાંની ખબર પરેં.

એંણીવેળ તો પગવાંનને વાત રાખવી તે રૉડીરૉડ રબારેણ પંખુરી દીકરીન પાત આલવા ઝાય. એકાએ દીકરી હૉઢેણો રોકવા ગયેલો હેં. દીકરાન પંખુરીયે કયેલું અતું, તું હમી હમી દીકરા, હૉઢેણો સારઝે. નકેર ઉગમ દેસનો નં આથદેસનો બે મોટા ઝોતા પેગા કરો. એમ કરીન દીકરા તન મું મરાવો. તે તું થાળામાંન ગાળામાં હૉઢેણો સારઝે. હાને પેલો ઝાફરિયો મુટે બોલે, એ ઝાવાવાળી પંખુરી રબારેણ અગળ ઝાય તો માર ગળાની આઁણ હેં. રબારેંણ હેં, માથા ઉપર સૂલો હેં, સૂલામાં આગ બળે. ઉપર કાળી તૉલરી હેં. કુરી બહ્રીનો ડોઓ તબરે. તાંલરીમાં ડોયો હેં. ડોયો ફેરવેં હેંને દીકરા હારની ઝાય. ઝાતી રબારેંણ નં ઊપી રાખી. ઝાફરિયો કેં, અમે બેય ઝોતાઝોતા પેગા થા હૈય. અમે બે સાંપરીયા દાવ ખેલીએ. તે તું ઊપી ઊપી અમાંન બેઆંન ઝોઆ કરઝે. તે ઝાફરિયો જીતે તો તું ઝાફરિયો જીતે એંમ કેંઝે. નેં ઝવેરિયો જીતે તો ઝવેરિયો જીતો એંમ કેંઝે. ને એંણીવેળ પંખી રબારેંણ મુટે બોલે, પાઇમારો દીકરો હૉઢેણો સારે, પેર બફોર દનરા આવા. તે પૂખેં મરતો અહેં. મું તો ઊપી નહીં રેતી. તમે આવો તે માર ખપા પર ઊપા રો નેં ઉપેંર સાંપરીયા દાવ ખેલો. ભારથ મૉડવો એંવો પૉણ માઁડો. એંણીવેળ ઝવેરિયોન ઝાફરિયો હેં તે રબારેણના ખપા ઉપેંર સરેં. બેંઆંએ બાથ પરી. તેણીવેળ બે કટકેરા ગૂંથેણા એંમ બે ગુથેણા એંમ બાથ પરી. તે ઝાફરિયો નહીં થાકતો ને ઝવેરિયો નહીં થાકતો.

રબારેંણનો દીકરો હૅ. લાંબી નઝરે ઝોએં. પંખીરી માયેર નઝરે આવે. તે ઉપેંર ઝોતાં નઝરે આવે. તેંણીવેળા રબારી હેં. હદાહદા માયર કેતી, ઉગમદેસનો તે આથમદેસનો ઝોતો પેગા કરીન તનં મું મરાવો. તે રૉડ તો લેઇન આવેં હેં. તે હાસું મન મરાવણા લેઇન આવેં. બાપરો રબારી કેંરહી પસેરી સોરે તે હવાહો હૉઢેણો પસેરીમાં કાલીન પોટકું વાળીન માથા ઉપર મેલીન રબારી કેવોક લેઇન નાહે ! ભૂતરે પાંન ઊડે. પૂહણ ઝોય ને કેવો ઝાય !

એંણીવેળ તો પગવાંનને વાત રાખવી.ઉપર આકાસમાં હૉમળી હેં. ઊસી પમેં. હૉમેળ ટૂટેં રબારીના માથા ઉપેંર. પેસેણ પોટકું લેઇન અકાસમા સરી ઝાય. તે અવેણ સરગાં પવનાં હૉમેળ ઝાય. તે અવેંણ વિહેતર નગર ઉપર આવી. વીર વિક્રમદે રાઝાની રૉણી વાદળ મેલમાં કળના યેરા લેય. ઉલાળી સરગે ઝોય. રૉણી હેં. પૂરુપ દેસમા પવન પાગીપાગીન ટુકરા થાય. રમઝમ ઢણાક, રમઝમ બણાક હૉમળીના મુટામાહી બસકું સૂટી ઝાય. તે રૉણીન ડોળામા પરેં. રૉણી ડોળા મેંહળે તૉમીતૉમી દાસી હારેંણ આવી. એ દાસીબાઇ, માર ડોળામા કસરું પરું હેં. ડોળામાહું કાટી આલ. તેંણીવેળા દાસીબાઇ હેં, ડોળામાહું કસરું કાટેં. હવાહો હૉઢેણો તો નઝરે આવી. કૉસળીમા કાલીન હવાહો હૉઢેણે ઝાય હૉતી. એણીવેળા રૉણીન એંમ કેં બાઇ તું બેહ. મુંતો માર કેંર ઝાઉં. દાસી હેં ઘરમર ઉતરે વાદળમેંલ. વાદળ મેંલ પૂહણ મેલે, આવી મૉણેકસોક, મૉણેકસોક પૂહેણ મેલે, આવી દૉઢીના દરવાઝે, દરવાઝો પૂહેણ મેલે તે આવી આટ બઝારે. આટે બઝાર પૂહણ મેલે, કેવીક કેંર આવે. આવીન પેસેંણ હૉઢેણોનું પોટકું ઓટામાં ઝાઇન સોરે, હવાહો હૉઢેણો ઊભી થેઇ ગેઇઓ. દાસી હેં હાહુન કેવીક વાત કરે !

હાહુ તમે કેંરનાં કેંરસ બેહી રો. બારી નેંહરીન ઝોઓ. તો ઉં કેતરું હુરુત કમાઇન આવી હું. અવેંણ દાસી તો કેંરમાં પેહન હાહુ બારી નેંહરે. બારી નેંહરીન ઝોએ, તો હવાહો હોંઢેણો નઝરે આવી. હાહુન રીહાંનો સમાટો આવો હેં. તે ટોસીમા પુટકો થાય. મું ઝીવો એતરા દન હોંઢેંણોહી ઑણી રૉંડ દઃખ દેહેં અનં કેં કેં કરહેં. અવણ દેખ મારા ખેલ! એંણીવેળ હોંઢેણો કનં ઝાઇન મૂતરવા બેઠી. તે બત્તી હોંઢેણો તણઇ ગેઇ. નં કૉંણી ઑતી ઑં પૂરી થેઇ.



# ઓરસંગના ઝળુકે ઝળુકે સોંદોરના તેઝમા...

ગણેશ દેવી

ઉં તેજગઢ પેંલી વાર ગો તેંર ભાષા કેન્દ્રની કલ્પનાસ નવીસ ઓતી. આદિવાસી સંસ્કૃતિ પણવા વાસ્તે આદિવાસીઓના ગોમ્માસ કોઇ ઝગા મિળે, એંણું કૉમ ઓતું. તેજગઢ ઝોવું, એંણો કોરાજનો મગરો, મૂળો રૂંખ, મદત વાસ્તે હદા તીયાર ગામ પંસાત - એ બત્તું કણું ગમું. ભાષા કેન્દ્રનું ઠેકાણું તેજગઢમાં નક્કી કરવામાં આવું. બે-તેંણ વરહામા તો તેજગઢની આહના હી દેખવાની તક મિળી.

રાઠવા આદિવાસીઓનો દેવ 'બાબો પિઠોરો' વાસ્તે હૉપળું ઓતું. ઑસીન્તા હી એક દિ', તેજગઢના બે કેંરમા પીઠોરાદેવનાં સિતરાં ઝોવા મિળાં. ઑણા એક કેંરમા એક પણેલો મોટીયાર મિળો. એંણાનું નોમ નગીન. પેસ તો નગીન નં એંણા બીઝા આદિવાસી દોસ્તાર મારી હારે તેજગઢનં ઑણી સીમામા ફિરવા લાગા. કોરાજના મગરામા ઝૂની વેળાની ડોસ હેં. મા હઝાર વરહાં પેંલાં રંગહી મૉડેલા કોરાનાં સિતરાં હેં. લોના રાખોરામાહી બણાવેલા રગહી મૉડેલાં 'પાષાણ યુગ'નાં સિતરાં આઝ પોંણ નવાં લાગેં હેં. મગરાના વસમા, ૧૩મી સદીમા રોણી તેજલે બૉતેલો કોટ હેં. એંણી મા નં બાર મધ્યયુગીન રાજધાની નાં રોળાં હેં. ઑણાં રોળાંહી ખબેંર પરેં હેં, એક ઝુગમા ઑ કણી નખ્ખા સંસ્કૃતિની નેસાંણી દેખાઇ આવેં હેં. નગીનના કેંરમા આવેલ પીઠોરામા નખ્ખા ઝૂની સંસ્કૃતિની નેંસાણી મિળેં હેં. પીઠોરાની વસમા બે બૉગહા મૉડેલા હેં. એવીઝ રીતે આદિવાસીની ઇતિહાસ પૉણ, જો ખોઝના કરવા મૉગે ઑણાને ઘેરી વળે હેં. બીઝાને મનતો આદિવાસી એતરે વૉહળ રેઇ ગયેલો નં ઇતિહાસ વગેરનો સમાજ હેં.

આદિવાસી સેંરમા મઝુરી વાસ્તે આવે હેં તેંર બોબરા - બેંરા બની ઝાય હેં. સેંરના મૉનવી પૉંણ ઑણાહી દૂરા રેં હેં. સરકારની કસેરીમા, દવાખાનામા, પોલીસ સૉકીમા એંણાંન તખલા બરાબર ગણવામા આવે હેં. અખબાર, સિનેમા, ટેલિવિઝનમા આદિવાસીનું ચિતરણ ઝોવા વાસ્તે સ વૉચ હેં. એંણાંની ઇસ્સા, અભિવૉન, એંણાનો મોટા ઝૂના ઇતિહાસને ઑં કોઇસ ઝગા નહીં હેં. આદિવાસીઓના દેવ, તેંવાર, નાસ, રંગેલ કાપલા, માળા, ઘરેણાં, કેંર, તીર-કામઠાં-બત્તું સેંરના લોકાંન હંગરવાનું, આણંદ કરવાનું સાધણસ હેં. આદિવાસી એતણ 'આધુનિક જીવનશૈલી'(નવલી ઝીવણાની રીત) ઉપેર ''અંધશ્રદ્ધા'' નં અગ્રાંનનો કાળો સોંયલો - એવો હુગવરિયો વીસાર બત્તે સાલો હેં. એવા વીસાર હામે. એવો વીસાર કરવાવાળા સમાજના તંતર ગ્રાનના જોર હામે આદિવાસી બાપરો મુંઝાણો હેં.

ઇતિહાસનો એવો નેંમ હેં : ઝે સમાજ કને મૉરકણું તંતર ગ્રાન વૉય, એંણો સમાજ ઇતિહાસના લેખન ઉપેંર પોતાનો કબ્ઝો મેળવેં હેં. પેસ બીઝા સમાજનો ઇતિહાસ ધીમેં ધીમેં ખોવાઇ જાય હેં. આઝ ભારથમા, 'મુખ્ય પ્રવાહે' આદિવાસીઓના ઇતિહાસને આવીસ રીતે સપાટ કરી દીતો હેં. આદિવાસી કુણ હેં ? એંણી પરંપરા કેતરી ઝૂની હેં ? ભારતીય સંસ્કૃતિમા એંણાનું હું થાંણ હેં ? - એવા બત્તા પ્રશ્નો વાસ્તે મુખ્ય પ્રવાહના વીસારકો બોબરા - બેંરા હેં એતણ આદિવાસી એતરે દેસની ગીતની મોટી ઝાતરામાં પૂલહી સૂટું પરી ગયેલું - વોહળ રેઇ ગયેંલું બાળ વૉય-એવો પાસ ઊપો કરવામા આવો હેં.

પૉણ સાસી ઇસ્થુતિ ઑણાહી બિલખુલ ઝુઇ હેં. આદિવાસી સંસ્કૃતિ એ ભારથની કેંણી ઝૂની નં મોટી સંસ્કૃતિ હેં. ગુલાંમીનાં કેંણાં સક્કર ફરી વળા પેસ પૉણ ઑણી સંસ્કૃતિ ભોં ભાળી થેઇ નહીં હેં. મૂળો ઝૂધ કરીન આદિવાસીઓએ ઑણી સાસવી રાખી હેં. ઑણી સંસ્કૃતિ સાસા અરથમાં ભારથીય નં સતંતર સંસ્કૃતિ હેં.

'આર્યો' નં પેસ બીઝા 'ભારતીયો' ઝમી ખેરવા લાગા. એંણાંને ઝમીમાહી લીતેલ ઉપઝ માહી બેંઝાર ઉપાંકરાં. પકૃતિ માહી પૈસાંનો ખેલ રસો. પેસ 'જ્ઞાતિ વ્યવસ્થા' પેદા કરીન મેમતનું 'વિક્રય વસ્તુ' માં ફેરવણ કરું. એંણાહી એવા સમાજનું નિરમાંણ થઉં, ઝેણો નાતો નેં ઓતો મૉનવી હાથે નં નેં ઓતો કુદરક હાથે. એંણાન પેસ સંસ્કૃતિનું 'બિરૂદ' આપણામા આવું.

આદિવાસીન કુદરક નં મૉનવી બેયે વાસ્તે માયા હેં. એંણોં ખેતી પેર ભરણા પૂરતીસ કરેં હેં પૈસા કમાવા વાસ્તે નહીં. ઉત્પાદન પોતા વાસ્તેહી નહીં પૉણ બત્તાં વાસ્તે કરેં હેં. એંણો વૉટીન ખાય હેં. એંણું બત્તું આદિવાસી આઝ પૉણ ઝૉણે હેં; હમઝેં હેં. એસ એંણો ધરમ હેં. એતણ એંણો આઝ પૉણ ખેતરનાં રૂખની પૂઝા કરેં હેં. પૉણ 'મુખ્ય પ્રવાહ' ના સમાજમા ખેતર, બીઝ, રૂખ-બત્તુંસ વેસાય હેં. એતરુંસ નહીં પૉણ પગવૉનની મૂરત પૉણ વેસાય હેં. મૉનવી પોતે પૉણ પોતાન વેસે હેં. બીઝાંન વેસાંણી લે હેં.

આદિવાસીઓમા 'વેશ્યા વ્યવસાય'નહીં. દાપુ લેવાનો રિવાજ અવણ આવી રોહેં. તે પૉણ બીઝા સમાજના હાથને લીત્તે. પંચમહાલ ના માર આદિવાસી દોસ્તારોન અવણ લગન કરવા વાસ્તે ૨૦,૦૦૦ હી ૩૦,૦૦૦ રૂપિયા આપણા પરેં હેં. ઑણા વ્યાઝવા રૂપિયા દેવા વાસ્તે વડોદરા, ભરૂચ, સૂરત ઝેવા દૂરાં સેંરાંમા બૉતકૉમના તદામા ઝોતરાઇ ઝાય હેં.

૧૯મી સદી તરી આદિવાસીએ ઝમી ઉપેંર પોતાનો અક લખો નહીં. અંગ્રેસાંનું રાઝ આવું. કર ભેળો કરવા વાસ્તે બત્તી ઝમીની 'મોજણી' કરવામાં આવી.ઝે કર આલી હકતા અતા ઑણાએ આદિવાસીઓની ઝમી લેઇ લીત્તી. વેઠ ડાખલ કરીન આદિવાસીન મઝૂર બણાવવામાં આવા. સરકારી એલાની હૉમે આદિવાસીઓ કેંવા લાગા, સુરુઝ-સૉંદ પેદા થા તેંરહા ઝમી ખેરતા આવા હૈય''. સરકાર કય, ''કાગદુ હેં થારી કને ?'' આદિવાસી કય, ''એ તો સેઠ કનેં હેં''.નં આદિવાસીને હલકી ઝમી કને ધખેલવામાં આવો.

ઝૂના ઝૂગહી આદિવાસી ઝંગળને બખની રીતે ઓળખતો ઓતો. કેઇ વેલ,રૂખનુ પૉન રૂખની કેઈ વાત હૉપળી લેવી - એ બત્તું સ ઝૉણતો ઓતો. અંગ્રેસ આવા, ઝંગળો વેરાંન બની ગાં. અંગ્રેસન ફોઝ-ફોટાની એરફેર કરવી ઓતી. એંણાન દારૂગોળો નં અથિયાર સૂરત હી કલકત્તા પૉસતાં કરવાનાં ઓતાં. રેલ્વે માટે લાખરાંનાં પાટિયાં વાસ્તે આદિવાસીઓન ઉકમ કરો. આદિવાસીઓએ અંગ્રેસને ઝબાપ તીર-કૉમઠાહી આલો. બેની વસમા હાં વરહ તરી ઝુધ એંડુ. પૉણ કેયા રોગ વાસ્તે કરવો. રૂખનં કેઇ વાત કરીને પૉન તોરવાં. એતરામા તો ભારથના વેપારી અંગ્રેસ કને ઝાઇને મિળા. બાપરો આદિવાસી એખલો પરી ગો. સેલે એંણાન પૉણ અંગ્રેસનો ઉકમ મૉનવો પરો. અંગ્રેસોએ આદિવાસીઓની ઝમી પર પોતાનો અક લખો. એંણાની મેમતહી ઝંગળો કાપવામાં આવાં. રેલ્વેના પાટાનાં ઝાળાં ભારથમાં તૉમવા લાગાં.

આદિવાસીઓનં દવા આલતી વેલ નં રૂખ ઝંગળમાહી ખૂટવા લાગી. એંણાંનાં ધાન-પૉણી નખ્ખા ખૂટવા લાગા. અંગ્રેસો આણંદ ખૂસી વાસ્તે શિકાર કરવા લાગાં નં આદિવાસીઓન હેં હાં-અણનાં મારવા વાસ્તે સઝા મિળવા લાગી. એતણ આઝે ભારથમા ૧૧ કરોર આદિવાસી ઝનતા માહી ૭ હી ૮ કરોર લોકાંન નાગલી, વરી, કોદરા, બંટી ખાઇન દિ'કાટવા પરેં હેં. મૂળો લોકાં ઓસા પોસણહી દ:ખી થાય હેં.

આદિવાસીની બુદિ નખ્ખા તેઝ. એંણાન હઝારો ગીતો-કથાઓ મુટેં રેંતા. ઑણાં ગીતાં નં કથાઓમા એંણો ઇતિહાસ રેંચેલો'તો. એંણાન બત્તીસ ખબેંર ઓતી. એંણો બત્તુંસ ઝૉણતો ઓતો. એંણાન બત્તુસ

સેતમા રેંતું. રૉમ દંડકારણ્યમાં કેંણી ન કેઇ વાટે ગા, અસોક હારેં હું હગાઇ અતી, રૉણા પરતાપનં કેઇ મદત કરી, અંગ્રેસ કેઇ રીતે બીતો-બત્તુંસ એંણો ઝૉણતો. પૉણ સતંતર ભારથમા આદિવાસી વૉણીન ખતરો ઊપો થો. એંણાનું ઝંગળ, ઝમી, દવાઓ, ધાંન, ઝૉનવર બત્તુંસ લેઇ લેત્તું પેસ એંણી વૉણી પૉણ લેઇ લેત્તી. સરકારે નકી કરું કે રાઝ હરખું સલાવણું એં તો આતરી બત્તી બોલી-વૉણીઓ ઝીવતી રાખવી નેં સાલે . બને એતરી ભાસાઓન ખતમ કરી દેવાનું નકી કરવામા આવું.

દેસ આઝાદ થો તેંર ૧૫૦૦ હી ઝાદા ભાસાઓ બોલાતી ઓતી. એંણામાહી ૧૫ સ ભાસાઓન સરકારની મૉનતા મિળી. પેસ કેતરાક લોકો અઠ લેતી એતણ બીઝી તેંણ ભાસાઓ ઉમેરવામા આવી. સરકાર બાઝુ હી શાળા-કૉલેજ મિળતા દાંનહી આતરીહી ભાસાઓ વાસ્તે મિળહેં - એંમ નકી થઉં. વીસેક વરહાંમા ૧૩૫૦ ભાસાઓ ખોવાઇ ગેઇ.એંણી ભાસા બોલતા બે પૉસ ઝણહી રા. ૧૯૭૧ ના વરહમા સરકારી આસરો ધરાવતી ભાસાઓનં બાદ કરતાં, બીઝી ૯૦ ભાસાઓ ઝીવતી ઓતી. આઝે ઑણો આંક ૭૦ તરી ઊતરી ગો હેં. આવતા ૨૦-૨૫ વરહમા ઑણી બત્તી ભાસાઓ ખોવાઇ ઝાવાની.

ભાસા ન વૉય તો ઑણી ભાસામા હાસવી રાખેલ ગીતાં-કથાઓ કેવી રીતે રેંહેં. તેમા રેંલી પોતાની સંસ્કૃતિની સેત પૉણ નેં રેંહેં. તીમે તીમે આદિવાસીઓની ઝૂની વેળાહી સાલતી આવેલી 'મૌખિક ઑણી મરી ગેઇ બત્તી ભાસાઓ હેં આદિવાસીની મુટાહી કેંવાતા ઇતિહાસ નં વિગ્નાંનની પરંપરા બેરી બોબરી થેઇ ઝાય હેં. આવુસ બણેં એતણ સરકાર નં ભારથના બીઝા સમાજો મેમત કરી રા હેં. ઑણા કાવેતરા નં 'પ્રગતિ' નું-સુતારા નું નૉમ આપવામા આવુ હે.

સેલા ૭૦-૮૦ વરહાંમા ભારથભરમાં કારખાંનાં આવાં. ઑણાઁ હારે સેંરીકરણ પૉણ આવું. સેંરમા તૂળ નં ધૂમા. કારખાનાંના લીતે કેંરનું પૉણી, એવા બગરી ગાં. સરુમા તો સેંરના લોકોન કારખાંનાંનું ગેલું લાગું. સેવા-સાકરી કરવામા ખૂસી થાતી. સેવા સાકરી કરનારા પેદા થાય, સેરનું ભણતર એવુ સ ઘરવામા આવું. ઓથા 'પ્રદુષણ'ના લીત્તે માંદા થતા લોકો વાસ્તે 'વૈદું' કારગત બનતું ઓતું. પૉણ તીર તીર હવે આણંદ ખોવાઇ ઝાય હેં. અવણ સેંરમાહી કારખાંનાં દૂરાં કરવાનું નકી થાય હેં.

એંણાનો અરથ એ નહીં કેં સેરના લોકોનં કારખાંનાંઓનો લાપ સાઇઝતો હી નહી. પૉણ એંણાંન નિરમળ પૉણી નં એવા સાઇઝે. એતણ બત્તાં કારખાંનાં આદિવાસી સીમમા ઘખેલવાની કોસીટ થાઇ રહી હેં. કેતરાંક કારખાંનાં પેંલાહી આદિવાસી સીમમાની 'ખનિજો' ખોદી કાટવા વાસ્તે ઊપાં થયેલાં હે. મદ્યપ્રદેશ નં બિહારના આદિવાસીઓનં એંણામા 'હમાલ' વાસ્તે રાખવામા આવા અતા. ઑણાંની બાઇલીઓન 'વેશ્યા વ્યવસાય' ના ફંદામાં નૉખી ઓતી. એતણ ઝંગળ, ઝમીન, ભાસા ગમાવી બેહેલ આદિવાસી અવણ એણાંની એવા નં પૉણી પૉણ ગમાવી દેહેં. ઑણા નવા કારખાંનાંઓમા બત્તાંસ ઊંસા ઓદા ઉપેંર દૂરા દેસહી આવેલા નં દૂરા દેસમા પણેલા ભારતીયો ને મૂકવામા આવહેં. રખો વાસ્તે આદિવાસી કૉમ કરહેં.

ઝેંણાંન 'વિમુકત જનજાતિ' કેંવામા આવેં હેં, એવા આદિવાસીઓની ઇસ્તુતિ તો કણીસ કસી હેં. ઝેંણાંને અંગ્રેસાંનો વિરોદ કરો એંણી મૂળો જાતિનેં 'ગુનેગાર જાતિ' નું નૉમ આલવામા આવું. ૧૯૫૨ મા ભારત સરકારે એંણાંન 'વિમુકત' ઝાયેર કરા. એંણામા ભામટા, ટકારી, છારા, મધ્ય પ્રદેશના ભીલ, કંજાર, વડર ઝેવી ૨૦૦ જાતિ હેં. એંણાંન અવણ ખેતીનું પૉણ ગ્નાંન નહીં. પણતર નં એંણાહી મિળતા તહા પૉણ નહીં. પોલીસહી સેલા હૂધી - મોત હૂધી મારકૂટ થાય હેં. પોલીસ એંણાંન સોરી કરવા નં હેંરો બણાવવા કેં હેં, નં પેસ હાવા નં મારકૂટ કરીને 'બઢતી' મેળવેં હેં. પોલીસ ની ફોટડીમા એંણાંપર, એંણાંની બાઇલીન પર ઝુલમ થાય હેં ઑણાની વાત કરતા પૉણ લાઝ આવેં હેં.

પૉણ એંણી બત્તી વાતો વાસ્તે ઝપાપદાર કુણ? ઑણા બત્તા પ્રશ્નોનો ઉકેલ સરકારના દાંન હી

આવણોનો નહીં હેં. ૧૧ કરોર આદિવાસી નં ૬ કરોર વિમુક્તો મિળીન બત્તી ૧૭ કરોર પરઝાન સરકાર કેતરું દાંન આપી હકેં ? ઑમ પૉણ ભારથની સરકાર નૉપાણી બની ગેઇ હેં. દૂરા દેસહી દેવું કરીન સિણિક સિણિક કૉમ સલાવાય હેં. પેસ મિળેલા દાંનમાંહી મોટો ભાગલો સરકારી મૉનવીઓના ગૂંઝામા ઝાય. આદિવાસીને સાયકલ વાસ્તે પૉણ ૫૦ થી ૬૦ ટકા લૉસ આપણીં પરેં. એતણ દાંન મેળવવાહી આદિવાસીની 'પ્રગતિ' થાવાની નહીં, એ તો હાસું હેં.

ઑણા સવાય 'મુખ્ય પ્રવાહ' નં આદિવાસી એ બે મા ઝે કજ્જિયો ઊપો થો હેં, એંણામા નિયાય આદિવાસીની બાઝુ ઝાય, એ વાતમા માલ નહીં. કારણ હેં કે મુખ્ય સમાજ કને બત્તું મારક તંતરગ્નાંન હેં. વિમાન, ગાડી, ગણકયંત્રો, ભારી મૉનવી નં ઝનાવર મરેં એવાં સાધણો નં રસાયણો મુખ્ય સમાજ કને હેં.

આદિવાસી કને નહીં કોઇ તંતરગ્નાંન, નહીં ઝમી, નહીં ઝંગળ કે નહીં કોઇ અક. એતરું સ નહીં, પૉણ એંણી ભાસા સમઝી હકેં એવું કોઇ નહીં. ઑણી ઇસ્તુતિ બદલવી એં તો આદિવાસીને અન્ય સમાજનાં સાસસ્તર નં અથિયાર હમઝવાં ઝરૂરી હેં. પૉણ એંણી હારે પોતાની સંસ્કૃતિમાની પ્રકૃતિ નં મૉનવીની એત ભાવના પૉણ હાસવણાની ઝરૂરાઇ હેં. વીસારવાની આદિવાસીની પોતાની એક ગાઇ હેં. એસ એંણા મોટુ અથિયાર હેં નં ભાસા એ એકસ એંણું માધ્યમ હેં. ભારથમાનાં હરેક આદિવાસી સ્ત્રી-પુરુષે ''પોતાની ભાસા-વૉણી ઝાળવી રાખવી'' એસ એંણાંનો ધરમ માની લેવો ઝોવેં, એવું નેં કેંરીએ તો આપુના વડેરા આપુન માપી નેં આલેં. એક વેળા એંણા ઝંગળના રાઝા ઓતા. આદિવાસીની આઝની પીઢીએ મુખ્ય પ્રવાહના સાકર થેઇન રેંવું એંણાંને કદિયે નેં ગમે.

હારા ભાયગમા ભારથમા આદિવાસીઓ વાસ્તે નવલો કાઇદો આવી રો હેં. એંણા કાઇદાનાં ઝરૂરાઇનાં પાંખાં 'ઢોલ' ના ઑણા અંકમાં આવાં હેં. ઑણો કાઇદો હમઝી લેવો નં એંણો હેતુ ફળેં એંણા વાસ્તે કૉમ કરવું એ આપુનું 'કર્તવ્ય' હેં. ઇતિહાસે દિતેલી સેલી તક હેં. એંણાનો સાસો ઉપયોગ કરી લેવો ઝરૂરી હેં.

આપુમા ઝે પૉણ પણેલા એં ઑણાં બત્તાંન એક સ એલો : ઝંગળ ગેયું, રાઝ ગેયું, દવાઓ ગેઇ, ઝાંનવર ગેયાં. અવણ આપુની ભાસા-વૉહી, પૉણી, એવા હાસવી લો. નેં હાસવીએ તો ઑણાં પૉણ આથમાહી ઝાહેં. આદિવાસી સંસ્કૃતિ વાસ્તે અભેવાંણ - ગરવ રાખવા લાગાં. નેં રાખિયે તો ઑણી પૉણ ઝાતી રેંહેં. પોતાનું પોતાપણું ઝાળવો. એંણું રેહે તો અઝી પૉણ ઇતિહાસનં એક નવો વળાંક આપી હકી હું.

પાસલા વરહે નગીન રાઠવા નં મનીષા વારિયાએ મિળીનં 'તેજગઢનાં ગીતો' એંણી સૉપરી તિયાર કરી. એંણા ઝાયેર તેંવાર વેળાએ છોટાઉદેપુરના સંસદસભ્ય શ્રી નારણભાઇ રાઠવા, વિધાનસભાના સભ્ય શ્રી સુખરામભાઇ રાઠવા, મરાઠીના લેખકો શ્રી લક્ષ્મણ ગાયકવાડ અનં શ્રી લક્ષ્મણ માને આઝર ઓતા. તેજગઢના બે હી તેંણ અઝાર લોક આઝર ઓતાં. પેસ કોઇ પૉણ વિદ્યાર્થી કે બીઝા પૉમણા તેજગઢ ગા તેંર મનીષા નં નગીને ગીતા હૉપળાવાં. ઓરસંગના ઢોકે કેંણાં વરહાંહી ઑણા ગીતાં ગવાતાં રાં હેં. રૉણી કાઝલે પૉણ એમાહી કેતરાક ગીતાં હોપળાં અહેં. રૉણી તેઝલના રાઝમા પરબમા આ ગીતોનાં હાકરિયો અવાઝ ઊઠતો અહેં. આઝ સૉપરીના રૂપમા ઑણાં ગીતાં આખર થઇ ગાં હેં. ઓરસંગના ઢોકે ઑણાં ગીતાંના નાદ મૂળો વેળા ઊઠતા રેંહેં. પૂનમનીં રાતેં રાઠવા આદિવાસીઓનાં ટીમલી નાસના તાલે ઑણા હાકરિયાં ગીતાં ગવાહેં તેંર આપુના ઝંગળના રાઝા રેંયેલા વડેરા ખુસ થાહેં ન વીસારહેં - કૉય નહીં તો આપુનાં નાસણાં નં ગીતાં તો ઝીવતાં રાં હેં. ઑણાંનો આણંદ ઓરસંગના પ્રવાહની ઝળુકે ઝળુકે સૌંદોરના તેઝમા વેંતો રેંહેં. એસ ભાષા કેન્દ્રનું હોપણું હેં.

# આદિવાસીઓ વાસ્તેનો નવલો કાઇદો

**સંકલિત**

૧૯૯૬નો કાઇદો ક્રમાંખ ૪૦ ( Extention to the Scheduled Areas) આદિવાસીઓની ગોમપંસાતના અકહક વાસ્તેનો હેં. લોકસપામા નકી થયા પેસ બે વરહાંમા ઑણો કાયદો ઝુદાઝુદા રાજ્યોમા નકી કરવા વાસ્તે મોખલવામાં આવો. પોહ મઇનાની અઝવાળી સઠ, વિકરમ સંવત ૨૦૫૪ (૨૪ ડિસેમ્બર ૧૯૯૮) ના રોઝ ઑણો કાઇદો આપણ દેસમા બત્તાસ આદિવાસી વિસ્તારોમા લાગુ થાહેં.

1) **કાઇદાનું મથાળું** : પંસાતો વાસ્તેની ઝોગવાઇ (પંસાતોના અધિકારો)

2) **વ્યાખ્યા (હમઝ)** : ઑણા કાયદામા વાપરેલ રક્ષિત આદિવાસી વિસ્તાર ઑણી સંજ્ઞા (નૉમ) સંવિધાનની કલમ ૨૪૪, પેટા કલમ - ૧ ના અરથમા વાપરેલ હેં.

3) સંવિધાનના નવમા વિભાગમા ગોમપંસાતો વાસ્તે ઝે ઝોગવાઇઓ આલી હેં, ઑણી બત્તીસ ઑણા નવલા કાઇદામા આરક્ષિત આદિવાસી વિસ્તારોન લાગુ પરહેં, પૉણ રાજયસ્તરન વિધિમંડળો, સંવિધાનના નવમા પેટા વિભાગમા આપેલ અકક્ટી ઑણા કાઇદામા નેંસેની બાબતોમા બદલો થાહેં નહીં.

A) પંસાતો વાસ્તે રાજયસ્તરે બણનાર નવલો કાઇદો, ઑણા સમાઝની ઝૂની પેઢીનો (પરંપરાગત) કાઇદો - સામાઝિક નં ધારમિક રિવાઝો નં સામુહિક સાધનસંપત્તિની વિવેસ્તાની ઝૂની પીઢીની (પરંપરાગત) રીત હાથે મેળ ખાતો અહેં.

B) ગોમનો અરથ પોતાની ઝૂની પીઢીની (પરંપરાગત) પધતિઓ પરમાંણે કૉમ-કાઝ સલાવતા કળબા કે સમાઝનો રેણાંક (વસાહત) લેવણામા આવહેં.

C), એકાએક ગૉમની પોતાની ગૉમસપા રેંહેં. ઍણા સભ્યોના નૉમ ઑણા ગૉમની મતદાર ઇચાદીમા ઓવણાં ઝરૂરી હેં.

D) ઑણી ગૉમસપાન પોતાના સમાઝના રીતરિવાઝો, સાંસ્કૃતિક અસ્મિતા (પોતાનું વડપણ), સામુહિક સાધનસંપત્તિ (સમાઝનો ડલ્લો) નં ઝૂની વિવેસ્તાનં સાસવણાનો અક રેંહેં.

E) સમાજિક નં આર્થિક (પૈસાં) પરગતિ વાસ્તેની એક યોજના કૉમ કરવા પેંલાં ગૉમસપાની રઝા લેવણામા આવહેં. ઑણા સવાય ગરીબી કાઢવા લાભ લેનાર કળબાના મૉનવીઓ ગૉમસપા નકી કરહેં.

F) ઉપેર મુદો (E) માં કયેલ યોજનાઓ, કાર્યકમો કે પ્રકલ્પો વાસ્તે નકી થયેલ પૈસાંની વિવેસ્તા સાસા વપરાસ વાસ્તેનું પરમાંણપતર ગૉમસપા કનેહી ગૉમપંસાયતે મેળવણાનું રેંહેં.

G) સંવિધાનના નવમા વિભાગ પરમાંણે, રક્ષિત આદિવાસી વિસ્તારમાની અનામત બેઠકોનું પરમાંણ ઑણી પંસાતમા આવેલ ઝુદા ઝુદા સમાઝોના એકબીઝાના પરમાંણ ઝેતરું રેંહેં.

: પૉણ, અનુસૂસિત ઝનઝાતિઓ વાસ્તેની અનામત બેઠકોની સંખ્યા અરતીથી ઓસી નં વૉય.

: ઑણા સવાય, અરેક સ્તરે પંસાત પરમુખ (આગેવૉણ)ની બેઠક અનુસૂસિત ઝનઝાતિ વાસ્તે અનામત રેંહેં.

H) ઝે ઝનઝાતિ હી કોઇ પૉણ મૉનવી પંસાતમાં સૂંટાઇ આવેલ નેં વૉય ઑણી અનુસૂસિત ઝનઝાતિના મૉનવીઓને રાઝ સરકાર વિભાગીય ઝિલા કક્ષાએ પંસાતમા રાખી હકહેં.

: પૉણ ઑણી રીતમા નિમેલ સભ્યોની સંખ્યા પંસાતમા સૂંટાઇ આવનાર બત્તા સભ્યોની સંખ્યાના એક દસાંસ કરતાં વત્તારે નેં રાખી હકાય.

I) વિકાસ યોજનાઓ વાસ્તે ઝમી મેળવતાં પેંલાં નં આવી યોજનાઓહી અસર પૉમેલાં વાસ્તે ફરીન રેંણાંક આયોજન પેંલાં સાસા સ્તરની પંસાતો નં ગૉમસપા હાથે વિસારણા કરવામાં આવહેં.
ઑણી યોજનાનું રક્ષિત આદિવાસી વિસ્તાર વાસ્તેનું આયોઝન નં સંસાલન રાજય સ્તરેથી કરવામાં આવહેં.

J) રક્ષિત આદિવાસી વિસ્તારમા પૉણી અંગેનું આયોઝન નં વિવેસ્તા સાસા સ્તરની પંસાતોને હૉપવામા આવહે.

K) રક્ષિત આદિવાસી વિસ્તારમા ઝમીમાનો ડહ્લો ખણી કાઢવા ખાણઉદ્યોગોને ભાડાપતર કે પરવૉનો આલતા પેંલાં સાસા સ્તરની ગૉમસપા કે પંસાતની વાત હૉપળી લેવી પડહે.

L) ઝમીમાનો ડહ્લો ખણી કાઢવાનો અક હરાજીથી આલવા વાસ્તે વિવેસ્તા કરતા પેંલા પૉણ સાસા સ્તરની ગૉમસપા કે પંસાતની વાત હૉપળી લેવી પડહે.

M) રક્ષિત આદિવાસી વિસ્તારની પંસાતોને પોતાની સત્તા રાખતી વિવેસ્તા (સ્વશાસનની સંસ્થા) તરીકેનો અક આલતી વખતે સાસા સ્તરની પંસાતો કે ગૉમસપાને નેંસેના અક મળી રેહે તે રાજય સરકારે ઝોવાનું રેંહેં.

(i) નસો કરવાની વસ્તુ (હેરો) વેસવા અને વાપરવાનો બાંધોબસ્તો કરવાનો, તેનાપર દાબ રાખવાનો કે તેને બદ કરવાનો અક.

(ii) ઝંગળના ડહ્લાપરનો અક.

(iii) રક્ષિત આદિવાસી વિસ્તારની ઝમીની ફેરબદલી રોકવા વાસ્તેનો તેમઝ કાઇદાવિરુધ થાતી ઑણી ફેરબદલીને કમી કરવાંનો અક.

(iv) કોઇ પૉણ નૉમહી સાલતા ગૉમના આટ કે બઝારની વિવેસ્તાનો અક.

(v) અનુસૂસિત ઝનઝાતિઓ હાથે થાતા નાંણાંની પ્રવૃત્તિ ઉપેંર દાબ રાખણાનો અક.

(vi) સામાજીક ક્ષેત્રમા કૉમ કરતી હરેક ધાઇની સંસ્થાઓ નં સંસ્થાચાલકો ઉપેંર દાબ રાખણાનો અક.

(vii) Tribal subplan સહ, સ્થાનિક સ્તરે સાલતી બત્તીઝ યોજનાઓ નં ઑંણે વાસ્તે વૉટેલ સાધન ડહ્લા (સંપત્તિ) ઉપેંર દાબ રાખણાનો અક.

N) પંસાતોને પોતાની સત્તા (સ્વશાસન)ની સંસ્થાનો વડપણ (દરજ્જો) આલતા રાજય સ્તરના કાઇદામાસ એવી વિવેસ્તા કરવી પરહેં, એતણ ઉફલા સ્તરની પંસાતો નેંસેના સ્તરની પંસાતો કે ગૉમ સપાના અક નં સત્તા કમી કરી હકેં નહીં.

O) રક્ષિત આદિવાસી વિસ્તારમા ઝિલા પંસાતોના કૉમની વિવેસ્તા કરતી વેળાએસ રાજય સ્તરના કાઇદામા સંવિધાનના સઠા પરિશિષ્ટમાની વિવેસ્તા પૉણ ઝાળવી રાખવી પરહેં.

**આરક્ષિત આદિવાસી વિસ્તારમા પંસાત કાઇદાનું ભવિસ :**

ઉપેંરના કાઇદાની વિવેસ્તા કરતાં પેંલાં ભારત દેસના આગુ (રાષ્ટ્રપતિ)ની રઝા લેવણી ઝરૂરી હેં. પેસ ભવિસમા ભારતની લોકસપામા રક્ષિત આદિવાસી વિસ્તારો વાસ્તે નવલો કાઇદો બણાવવામાં આવેં તોં હુધી, ઑંણી બત્તી ઝોગવાઇઓ રેંહેં. આગુ (રાષ્ટ્રપતિ)ની રઝા મિળે ઑંણી તારીખ હુધી ઝીવતી ગ્રામ પંસાતોને ઑંણા કાઇદાનો બાંધોબસ્તો કરવાનો રેંહેં. પેસ પોંણ, કોઇ રાજયમા રાજય સરકાર હી પંસાતોના વિસ્તારમા ફેરફાર કરવામા આવે તો પોંણ ઑંણા પંસાત ક્ષેત્રમા ઑંણો કાઇદો સત્તામા રેંહેં.

ઑંણા કાઇદાનો અરથ એ હેં કે, ૨૪ ડિસેમ્બર ૧૯૯૮ના રોઝ, ભારતના બત્તાઝ રાજયોમા આરક્ષિત આદિવાસી વિસ્તારો તરીકે ઝાયેર વોંય, ઑંણા વિસ્તારોમાં આદિવાસીઓની પોતાની સત્તા (સ્વશાસન) રક્ષિત રેંહેં. પેસ લોકસપામા પરીએકીહી સંવિઘાનના નવમા પરિશિષ્ટમાં ફેરફાર સવાય કોઇ પોંણ રાજય સરકાર, એતરુંસ નહીં પોંણ કેન્દ્ર સસ્કાર પોંણ, સ્વશાસનનો અક લેંઇ હકહેં નહીં.

**ગુજરાત રાઝની સરકારે ઑંણા કાઇદાને રઝા આપેલ હેં નં 'ગુજરાત સરકારનું ગેઝેટ' મા ઑંણો કાઇદો નેંસેની રીતે સાપેલ હેં.**

વૈઘાનિક અને સંસદીય બાબતોનો વિભાગ, સચિવાલય, ગાંઘીનગર
તારીખઃ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭.

તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭ના ગુજરાત રાજપત્ર, ભાગ-૪ (અસાઘારણ)માં અંગ્રેજીમાં પ્રસિદ્ઘ થયેલા સન ૧૯૯૭ના ગુજરાત વટહુકમ ક્રમાંક ૧૩નો ગુજરાતી અનુવાદ આથી સર્વે લોકોની જાણ સારું પ્રસિદ્ઘ કર્યો છે.

આઇ. જી. શિકારી,
સરકારના નાયબ સચિવ

**પંચાયત ગ્રામ ગૃહનિર્માણ અને ગ્રામ વિકાસ વિભાગ, સચિવાલય, ગાંઘીનગર**
તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭.
**સન ૧૯૯૭ નો ગુજરાત વટહુકમ ક્રમાંક : ૧૩.**
**ગુજરાત પંચાયત અઘિનિયમ, ૧૯૯૩ વઘુ સુઘારવા બાબત વટહુકમ.**

ગુજરાત રાજયની વિઘાનસભાનું સત્ર ચાલુ નથી; સન ૧૯૯૩ નો અને ગુજરાતના રાજયપાલને એવી ખાતરી થઇ છે કે ગુજરાત પંચાયત ગુજરાતનો અઘિનિયમ, ૧૯૯૩ સુઘારવા માટે તાત્કાલિક પગલાં લેવાનું તેમને જરુરી બનાવે ૧૮મો તેવા સંજોગો પ્રવર્તે છે. તેથી હવે, ભારતના સંવિઘાનની કલમ ૨૧૩ ના ખંડ (૧) થી મળેલી સત્તાની રૂએ, ગુજરાતના રાજયપાલ. આથી નીચેનો વટહુકમ કરીને પ્રસિદ્ઘ કરેછે :-

૧. **ટૂંકી સંજ્ઞા અને આરંભ :**
(૧) આ વટહુકમ, ગુજરાત પંચાયત (સુઘારા) વટહુકમ ૧૯૯૭ કહેવાશે.
(૨) તે તરતજ અમલમાં આવશે.

વ્યક્તિઓની ઓળખ અથવા પસંદગી માટે તે જવાબદાર રહેશે.

૩. કલમ ૭માં પેટા કલમ (૧) માં નીચેનો પરંતુક ઉમેરવો :-
પરંતુ અનુસુચિત વિસ્તારમાંના સ્થાનિક વિસ્તારના સંબંધમાં ભલામણ કરતી વખતે એવી ખાતરી કરવી જોઈએ કે તે સ્થાનિક વિસ્તાર સામાન્ય રીતે રહેવાસી અથવા રહેવાસીઓનો સમુહ અથવા નાના ગામ અથવા નાના ગામોના સમુહનો બનેલો છે, અને પ્રણાલીઓ અને રિવાજો અનુસાર પોતાના કામકાજની વ્યવસ્થા કરેછે.

૪. કલમ ૯માં, પેટા કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો :
(૧ક) સમગ્ર સ્થાનિક વિસ્તાર કોઇપણ અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય તેવી ગ્રામ પંચાયતની બાબતમાં, પેટા-ખંડ (૧) હેઠળ અનુસૂચિત આદિજાતિઓમાટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઇશે કે, જેથી કરીને આવી સંખ્યા, ગ્રામ પંચાયતમાંની બેઠકોની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહીં.

૫. કલમ ૧૦ માં, પેટા-કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા -ખંડ દાખલ કરવો :-
(૧-એ) સમગ્ર સ્થાનિક વિસ્તાર કોઇપણ અનુસૂચિત વિસ્તારોનો બનેલો હોય તેવી તાલુકા પંચાયતની બાબતમાં, ખંડ (૧) હેઠળ અનુસૂચિત આદિજાતિ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઈશે કે, જેથી કરીને, તાલુકા પંચાયતમાંની બેઠકોની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહીં.

૬. કલમ ૧૧માં, પેટા-કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો :-
(૧) સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારોનો બનેલ હોય તેવી જિલ્લા પંચાયતની બાબતમાં,ખંડ (૧) હેઠળ અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઈશે કે જેથી કરીને તે સંખ્યા, જિલ્લા પંચાયતમાંની બેઠકોમાંની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહીં.

૭. કલમ ૧૧ પછી નીચેની કલમ દાખલ કરવી :
૧૧ક. કોઈ કારણોસર ચૂંટણીમાં તાલુકા પંચાયત અથવા જિલ્લા પંચાયત માં અનુસૂચિત આદિજાતિનો કોઇ સભ્ય ચૂંટાય નહીં તો, રાજ્ય સરકાર, ચૂંટાવા માટે યોગ્ય હોય તેવા અનુસૂચિત આદિજાતિના સભ્યોમાંથી તે પંચાયતમાં ચૂંટાયેલા કુલ સભ્યોના એક દશાંશ કરતા વધે નહીં તેટલી સંખ્યાના સભ્યો નિયુક્ત કરી શકશે.

૮. કલમ ૫૧માં પેટા-કલમ (૨) માં :
(૧) ખંડ (ક)ને બદલે, નીચેનો મજકૂર મૂકવો :-
(ક) રાજ્યની તમામ ગ્રામ પંચાયતોના સરપંચના હોદ્દા અનુસૂચિત આદિજાતિઓ માટે રાજ્ય સરકારે અનામત રાખવા જોઈશે.
**સ્પષ્ટીકરણ** :- આ ખંડના હેતુઓ માટે, 'ગ્રામ પંચાયત' એટલે ગ્રામ પંચાયત, જેનો સમગ્ર

**૨. સન ૧૯૯૩નો ગુજરાતનો ૧૮મો અધિનિયમ હંગામી રીતે સુધારવા બાબત :**
આ વટહુકમ ના અમલની મુદત દરમિયાન, ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ (જેનો આમાં હવે પછી 'મુખ્ય અધિનિયમ' તરીકે ઉલ્લેખ કર્યો છે તે) કલમ ૩ અને ૪ માં નિર્દિષ્ટ કરેલા સુધારાને અધીન રહીને અમલમાં આવશે.

**૩. સન ૧૯૯૩ના ગુજરાતના ૧૮મા અધિનિયમમાં કલમો ૨૭૮-ક અને ૨૭૮ કક દાખલ કરવા બાબત :** મુખ્ય અધિનિયમમાં, કલમ ૨૭૮ પછી, નીચેની કલમો દાખલ કરવી:-

૨૭૮ ક : આ અધિનિયમ, ભારતના સંવિધાનની કલમ ૨૭૮ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજયના અનુસૂચિત વિસ્તારોને, અનુસૂચિ ૪ માં નિર્દિષ્ટ કરેલા ફેરફારોને આધીન રહીને લાગુ પડશે.

૨૭૮ ક ક : અનુસુચિ ૫ માં નિર્દિષ્ટ કરેલા અધિનિયમ, ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજયના અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડતી વખતે, ચોથી કોલમમાં દર્શાવેલ પ્રમાણમાં સુધારવા જોઈશે.''

**૪. સન ૧૯૯૩ના ૧૮મા અધિનિયમમાં નવી અનુસૂચિ ૪ અને ૫ દાખલ કરવા બાબત :** મુખ્ય અધિનિયમમાં, અનુસૂચિ ૩ પછી, નીચેની અનુસૂચિઓ ઉમેરવી.

**અનુસૂચિ ૪**

(જુઓ કલમ ૨૭૮ક)

(જે ફેરફારોને અધીન રહીને આ અધિનિયમ, રાજયના અનુસૂચિત વિસ્તારોને લાગુ પડશે તે ફેરફારો)

૧. કલમ ૨માં ખંડ (૧૯) પછી નીચેનો ખંડ દાખલ કરવો :-
(૧૯ક) 'અનુસૂચિત વિસ્તાર' એટલે ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજયના અનુસૂચિત વિસ્તારો.

૨. કલમ ૪ ને બદલે, નીચેની કલમ મુકવી :-
૪ (૧) : આ અધિનિયમથી અથવા તે હેઠળ જોગવાઈ કરી હોય તેવા કાર્યો કરવા માટે, ગામ માટે ગ્રામ સભા હોવી જોઈએ.
(૨) તે ગામના મતદાર વિભાગોના મતદારોની યાદીમાં જેમના નામો સમાવિષ્ટ કર્યા હોય તેવી વ્યક્તિઓની તે બનશે.
(૩) ગ્રામ સભા નીચેના વધારાના કાર્યો કરશે :
(ક) ગ્રામ સભાએ, ગામના રહેવાસીઓની પ્રણાલીઓ અને રિવાજો, તેમની સાંસ્કૃતિક ઓળખ, સામુહિક સાધનો અને તકરારની પતાવટની રૂઢિગત રીત સાચવી રાખવાનો અને જાળવવાનો પ્રયત્ન કરવો.
(ખ) ગ્રામ સભાએ :
(૧) સામાજિક અને આર્થિક વિકાસ માટેની યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓનો ગ્રામ પંચાયત અમલ હાથ ધરે તે પહેલાં એવી યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓ મંજૂર કરવી જોઈએ.
(૨) ગામમાં ગરીબી નિવારણ અને બીજા કાર્યક્રમો હેઠળ હિતાધિકારી તરીકે

સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --
(ક) પેટા-કલમ (૧) માં, ''અને'' શબ્દ કમી કરવો.
(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૯. કલમ ૬૩માં પેટા-કલમ (૨) માં --
(૧) ખંડ (ક)ને બદલે નીચેનો મજકૂર મૂકવો :-
(ક) રાજયની તમામ તાલુકા પંચાયતના પ્રમુખના તમામ હોદ્દા અનુસૂચિત આદિજાતિ માટે રાજય સરકારે અનામત રાખવા જોઈશે.

**સ્પષ્ટીકરણ** :- આ ખંડના હેતુઓ માટે 'તાલુકા પંચાયત' એટલે તાલુકા પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --
(ક) પેટા-કલમ (૧) માં 'અને' શબ્દ કમી કરવો.
(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૧૦. કલમ ૭૭માં, પેટા-કલમ (૨) માં --
(૧) ખંડ (ક) ને બદલે નીચેનો મજકૂર મૂકવો :-
(ક) રાજયની તમામ જિલ્લા પંચાયતના પ્રમુખના હોદ્દા અનુસૂચિત આદિજાતિ માટે રાજય સરકારે અનામત રાખવા જોઈશે.

**સ્પષ્ટીકરણ** :-આ ખંડના હેતુઓ માટે 'જિલ્લા પંચાયત' એટલે જિલ્લા પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''
(૨) ખંડ (ખ) માં --
(ક) પેટા-કલમ (૧)માં 'અને' શબ્દ કમી કરવો.
(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૧૧. કલમ ૧૦૮ માં, પેટા-કલમ (૪) પછી, નીચેની પેટા-કલમ ઉમેરવી --
(૫) (ક) આ અધિનિયમના હેતુઓ માટે, તે ગામની હકૂમતમાં આવેલ હોય તેવા વન વિસ્તારમાંથી મળી આવેલ ગૌણ વન પેદાશ ગ્રામ પંચાયતમાં નિહિત થશે.
(ખ) ખંડ (ક) હેઠળ ગ્રામ પંચાયતમાં ઉપજ નિહિત થાય તે છતાં ગુજરાત ગૌણ વન પેદાશ વ્યાપાર રાષ્ટ્રીયકરણ અધિનિયમ, ૧૯૭૯ની જોગવાઈઓ ગૌણ વન પેદાશને લાગુ પડવાનું ચાલુ રહેશે.
(ગ) ગૌણ વન પેદાશની વેચાણ ઉપજ ગામના ફંડમાં ભરવી જોઈશે અને તે તેનો ભાગ બનશે.
(ઘ) ખંડ (ક)માંના કોઈપણ મજકૂરનો અર્થ ખંડ (ક)માં ઉલ્લેખેલ વન વિસ્તારની જમીન ગ્રામ પંચાયતમાં નિહિત થાય છે તેવો કરી શકાશે નહિ.

**સ્પષ્ટીકરણઃ** આ પેટા-કલમના હેતુઓ માટે ''ગૌણ વન પેદાશ'' એ શબ્દપ્રયોગનો અર્થ ગુજરાત ગૌણ વન પેદાશ વ્યાપાર રાષ્ટ્રીયકરણ અધિનિયમ, ૧૯૭૯ની કલમ ૨ના ખંડ (૯)માં તેનો જે અર્થ આપ્યો છે તે જ થશે.

૧૨. કલમ ૧૧૨માં, પેટા-કલમ (૧) પછી, નીચેની પેટા-કલમ દાખલ કરવી :-
(૧ક) પંચાયતે, કલમ ૪ની પેટા-કલમ (૩)ના ખંડ (ખ)ના પેટા-ખંડ (૧) માં ઉલ્લેખેલ યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓ માટે પંચાયત દ્વારા ફંડના ઉપયોગ માટેનું પ્રમાણપત્ર ગ્રામસભા પાસેથી મેળવવું જોઇશે.

૧૩. કલમ ૧૩૨ પછી નીચેની કલમ ઉમેરવી :-
૧૩૨ ક. તાલુકા પંચાયત સાથે -
(ક) કોઇપણ વિકાસ પરિયોજના માટે તાલુકામાં આવેલી કોઇ પણ જમીનનું જમીન સંપાદન અધિનિયમ ૧૮૯૪ હેઠળ સંપાદન કરતાં પહેલાં -
(ખ) આવી પરિયોજનાથી અસર પામેલી વ્યાક્તિઓના પુનઃ સ્થાપન અથવા પુનર્વસવાટ કરતાં પહેલાં -
વિચાર વિનિમય કરવો જોઇશે.

૧૪. અનુસૂચિ ૧માં --
(૧) નોંધ ૧ માં, પેટા-નોંધ (ટ) પછી, નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-
(ટ-ક) કેફી પદાર્થોના વેચાણ અને વપરાશ ઉપર પ્રતિબંધ મૂકવા અને તેનું નિયમન અથવા નિયંત્રણ કરવા બાબત.
(૨) નોંધ ૭માં, પેટા-નોંધ (ડ) પછી નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-
(ડ-૧) જળ સંસ્થાઓનું આયોજન અને વ્યવસ્થાપન બાબત
(૩) નોંધ ૧૦ પછી, નીચેની નોંધ ઉમેરવી :-
૧૧. સામાજિક ક્ષેત્રના કાર્યક્રમમાં, તમામ સામાજિક ક્ષેત્રોમાંની સંસ્થાઓ અને કર્મચારીઓ ઉપર નિયંત્રણ કરવાની સત્તા બાબત.

૧૫. અનુસૂચિ ૨ માં, ભાગ ૧માં, નોંધ ૫માં, પેટા-નોંધ (ઘ)પછી, નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી:-
(ચ) સ્થાનિક યોજનાઓ અને આદિજાતિ પેટા-યોજનાઓ સહિત આવી યોજનાઓના સાધનો ઉપર નિયંત્રણ.

------

